# સાવિત્રી સતિત્વ વિજય

ટુંક સાર સાથે

# ગાયનો



રચી પ્રસિદ્ધ કર્નાર

**વ્યાસ ત્રંબકલાલ તુલસીદાસ,**

ગિરિનારા બ્રાહ્મણ રહેવાસી ભાણવડ (જામનગર તાબે)

હાલ શ્રી માહીમ (મુંબઈ).





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.



ઈ. સ. ૧૯૧૭. સંવત ૧૯૭૩.

મુલ્ય એક આનો.

# સાવિત્રી સતિ વિજયના પાત્ર જનો.

———:o:———

**ત્રિદેવ**—(બ્રહ્મા વિષ્ણુ મહેશ) જગતની ઉત્પત્તિ, સ્થિતિ લય કરનાર.

**નારદ**—દેવ ઋષિ.

**યમરાજ**—પ્રાણીઓના કર્મફળદાતા દેવ.

**અશ્વપતિ**—મદ્રદેશના પ્રજાપાળ રાજા.

**દ્યુમત્સેન**—શાલ્વ દેશના પદભ્રષ્ટ અંધ રાજા.

**સત્યવાન**—દ્યુમત્સેનનો પુત્ર.

**ચંડસેન**—દ્યુમત્સેનનો રાજ્યલોભી પિત્રાઈ ભાઈ.

**સાવિત્રી**—અશ્વપતિની પુત્રી.

**કમળાદેવી**—સાવિત્રીની માતા.

**માધવિ**—સાવિત્રીની સખી.

# સાવિત્રી સતિત્વ વિજયનો ટુંક સાર.

વૃદ્ધ વયનાં થયા છતાં કશી સંતતિ ન થઇ, તે બાબત મંદ્રદેશાધિપ રાજા **અશ્વપતિનું** શોકીત થવું; મહાત્મા નારદનું આવવું અને " યજ્ઞપતિનું પૂજન કર્યે અવશ્ય સંતાન પ્રાપ્ત થશે. " કહી શોકધારી રાજાને સમજાવવું. એ સુણિ રાયનું હર્ષિત થવું અને સંતાનદાયક યજ્ઞ કરાવવા મુની પ્રત્યે વિનંતી. મુનીશ્વરનું યજ્ઞ કાર્યમાં પ્રવૃત્ત બનવું, પૂર્ણાહુતિ સમયે યજ્ઞ કુંડમાંથી એક તેજસ્વી કન્યાનું પ્રગટવું. તેણીને **સાવિત્રી** એવું શુભ નામ અર્પિ દેવરૂષિ **નારદનું** બ્રહ્મલોકે જવું. પિતાના ગૃહે બાળા **સાવિત્રીનું** મ્હોટું થવું, તેણીના લગ્ન કરવા માટે **અશ્વપતિનું** વિચારવું. ત્યારે **સાવિત્રીએ** પોતેજ યોગ્ય પતિ શોધિનેજ લગ્ન કરવા દર્શાવેલો વિચાર, કન્યા કથનનો સ્વીકાર; પ્રધાન, દાસ, દાસીઓ તથા સખિ **માધવિ** સાથે યોગ્યપતિ શોધનાર્થે બાળા **સાવિત્રીનું** શુભ મુહૂર્ત્તે નિકળવું.

પિત્રાઇ ભાઈનાં કપટથી પદભ્રષ્ટ થઈ જંગલમાં પોતાની વૃદ્ધ પત્નિ તથા પુત્ર **સત્યવાન** સાથે વસતા અંધ રાજા **દ્યુમત્સેનનાં** આશ્રમને બાળી મૂકવા પાપિ પિત્રાઇ **ચંડસેનનું** આવવું. તે સ્થળે દૈવેચ્છાયે રાજકુમારી **સાવિત્રીનું** આવી ચડવું, દુષ્ટ કૃત્ય કરતા **ચંડસેનપર** દ્રષ્ટિ પડતાં **સાવિત્રીનાં** સ્હાયકારોનું ક્રોધિત થવું, પાપિ સાથે ઝપાઝપી અને અંતે પાપિનું પકડાઈ જવું. જંગલમાં આગ લગાડનાર પાપિ નરને શોધવા નિકળેલા સુન્દર નર **સત્યવાનને** જોતાંજ **સાવિત્રીનું** ત્હેનાપર મોહિત થવું, અને **સત્યવાનના** કંઠમાં વરમાળા નાંખવી. આનંદ ! આનંદ !! **સાવિત્રીનું** પુનઃ પિતાનાં

નગરમાં આવવું, ત્યાં મહામુની **નારદનું** પધારવું અને " **સત્યવાનનું ફક્ત એક સંવત્સરનુંજ આયુષ્ય છે.** " એ વાકયનું સુણાવવું-સર્વ સમાજનું શોક સમુદ્રે મગ્ન થવું, **અશ્વપતિની** ચળિત વૃત્તિ, **સાવિત્રીની** અચળ ટેક, તેણીને **અખંડ સૌભાગ્ય ભવઃ** કહી દેવ-ઋષિનું અંતર્ધ્યાન બનવું. બાદ **સાવિત્રીનું** સાસરે જવું અને વટ પૂજન વૃત્તને આરંભવું. ત્યાં **ઇંદ્રરાજનું** આવવું, સતિએ કરેલો તિરસ્કાર, લજીત બનીને જવું, સંવત્સરનું પૂર્ણ થવું, ભાવિની પ્રાબલ્યતા યા **સત્યવાનનું** કાષ્ટો લાવવા માટે જંગલમાં જવા ઇચ્છવું. સાથે આવવા તે પ્રત્યે સતિની વિનંતિ; તેનો સ્વીકાર, યા **સાવિત્રી સાથે સત્યવાનનું** કાષ્ટાર્થે વનમાં જવું. સર્પદંષથી **સત્યવાનનું** પ્રાણરહીત થવું, પતિના પ્રાણને લઇ જતા મહિષારૂઢ થયેલા **યમરાજ** પૂઠળ સતિત્વબળે સતિ **સાવિત્રીનું** આકાશે ચડવું, **યમ સાવિત્રી** સંવાદ; અંતે સતિનો જય, યા સતિ પતિ **સત્યવાનનું** સજીવન થવું.

પતિ સહ વનમાં ગયેલા **સત્યવાનની** શોધે નિકળેલા વૃદ્ધ પિતા **દ્યુમત્સેન** તથા સતિ **શૈબ્યાનું** ત્યાં આવી ચડવું, હર્ષથી મળવું, અને જય નાદ !

ચક્ષુહિન વૃદ્ધ રાજાને છળ કરી પદભ્રષ્ટ કરનારા ચંડાળ ચંડસેનનો ઇશ્વરીકોપે અકસ્માત્ નાશ, **સત્ય સૂર્યનો** છળવાદળથી પ્રકાશ યા **સહકુટુંબ** સત્યવાનનું પોતાની રાજ્યધાની **શાલ્વદેશમાં** જવું અને સતિ **સહ સત્યવાનનું** તખ્તશીન થવું, દુરમત્યત્વનો ક્ષય અને **સતિત્વનો** વિજય !! **શુભં ભવતુ.**

સંવત ૧૯૭૩ના જેષ્ટ
શુદ ૧૫ (વટપૂર્ણિમા)
ભોમવાર તા. ૫-૬-૧૭

લેખક,
**ત્ર્યંબકલાલ તુલશીદાસ,**
શ્રી ગિ. સં. સમાજ માલેક.

॥ श्री गोपालो जयति ॥

# સાવિત્રી સતિત્વ વિજયનાં

# ગાયનો.

---

અપ્સરાઓ—                    ૧

આવો ગાઓ સતિ ગુણ ગાથ; સ્નેહ સાથ જોડી હાથ.
વાળ્યો યમને હામ સાથ, લીધો બચાવી પ્યારો નાથ.
એવી સતિ તણી ગુણ ગાથ; આવો ગાઓ સખિ સંગાથ.
ભાર્ત ભૂષણ સતિ ગુણ ગાઈ, ઉર અપાર હર્ષ લ્યાઈ;
સુમન વૃષ્ટિ વસુધા માથ; કર્યે સમયેં સતિ ગુણ ગાથ.

અશ્વપતિ—                    ૨

શૂન્ય છે સંસાર અરે, ખરે વિનાં સંતતિ. (૨)
ખરે વિનાં સંતતિ જયમ, હૃદય વિનાં શુભ મતિ.—શૂન્ય.
જેહ ધામ ન શિશુ કલ્લોલ, ધામ તેહ વેરાન તોલ. (૨)
સુણ્યા નહિ બાળ બોલ, જીન્દગી વૃથા જતી !—શૂન્ય.

નારદ— ૩

મનરે.....ભજી લ્હેને ભવરાય; તું ભજી લ્હેને—મન.
કાયા માયા જરને જાયા (૨) સંગ ચલે નહિ કાંઈ—મન.
" ત્ર્યંબકલાલ " ગોપાલને ભજતાં (૨)
સહુ ભવ રૂજ ટળી જાયરે—મનરે...ભજી લ્હેને ભવ૦

સાવિત્રી અને સખીઓ— ૪

જૈયે બાગે અનુરાગે સૈયાં સંગાથ (૨)
હિમ સુતાનાં દર્શન કરીયે, અર્ચન કરીને મનડં હરીયે.
જય ગજ વંદન ખડાનન માતા, જય નગ જાતા,
જન સુખ દાતા, વિવિધ કુસુમ કર લહી હર્ષાતાં
તુજને વધાવી મંદિર ભરીએ...હરખાએ ગાયે ગુણ ગણ
સૈયાંનો સાથ...જૈયે બાગે અનુરાગે.

સાવિત્રી— ૫

તાત સુણો મેરી વાત, સ્નેહ સહિત પ્યારાં માત,
શીદ સ્વયંવર તણોરે તમો કરો ઉત્તપાત—તાત૦
ફરી રાન ગુણવાન સ્વામિ શોધિશ સુજ્ઞત,
માટે સંગ સખિ આપવિ મોકલાવો મોરા તાત-

**સાવિત્રી—** ૬

આ બાળા મોહાટી મોહનાળા, સિધાવ્યો શું
સ્નેહાળા શ્યામ........
છબિલા છો નેહાળા, સુદેહાળા છોગાળા
ગુણ ધામ...આ બાળા (વરમાળ કંઠમાં નાખે છે ત્યારે)

**સત્યવાન—**

નથી નથી અમોતો રાજ્ય વાળા,
નહિ ગાડી વાડી કે માળા, જંગલમાં ઝુપડીઆળા.
(પર) બનીને સ્નેહાળી, નૃપ બાળી, જંગલમાં ભૂખો
કહાડી, સદેહ દે સુકાડી અરેરે શ્યે કામ. આ બાળા.

**સાવિત્રી—** ૭

હું તો પરણી આવી, પરણી લાવી, ઉત્તમ કુળનો શ્યામ.
તાતજી સુણિને હર્ષિત થાશો, એવી છે દીલમાં આશ,
રાજ્યભ્રષ્ટ દ્યુમત્સેન સુત, સત્યવાનને વરીછું ખાસ—હું તો.

**સાવિત્રી—** ૮

સિંહ બાળા સર્વથા શું અન્ય નરને ચ્હાય છે?—સિંહ.
ખરે સતી આ મન નિજ પતિ વીણ સહુ પુરૂષ પિતુ ભાય છે—સિં.
તો ગ્નાની થઈ મમ તાતજી, આ શી તમે વાણી કથી;
આ સાવિત્રી સત્યવાન વીણ નર અન્યને ઈચ્છતી નથી—સિં

સાવિત્રી— ૯

હું તો પ્રિતે પૂજુંછું **વટદેવ**, સૌભાગ્યનાં દાયકરે;
કરૂં ભાવ ધરીને શેવ...સૌભાગ્યનાં દાયકરે.
સાખી—વટ પૂજે પતિ જીવન વધશે, ભાવે ભજ્યે દુઃખ જાય;
થાયે સુખ એહની કૃપાએ, પ્રેમ ધરી પડું પાય......
ધરી પવિત્ર પટ્ટને અંગ, શુદ્ધ શૃંગારીરે;
લ્હી પૂજન સામગ્રિ સંગ, ચાલી પ્રિત ધારીરે—હુંતો૦

ઈન્દ્ર— ૧૦

ચોર્યું ચતુરા ત્હેં ચિત્ત મ્હારૂં, હો ચપળા...ચોર્યું૦
ચતુરા **શચીથી** ચોગણું સુખ આપું, ચીફ રાણી કરી સ્થાપું;
ચળે નાં વચન ચિત્ત હારૂં...હો ચપળા...ચોર્યું૦
**સાવિત્રી**—શું શિર ફર્યું સુરપતિ ત્હારૂં, શિયળ વ્હાયું મ્હારૂં;
ક્ષણમાં શ્રાપ દહીને તને બાળું, પણ દુનિઆની દૈયા,
દિલ ધારૂં...હો મુર્ખા તુજ સ્થાને જાયે તો છે સારૂં.

સાવિત્રી— ૧૧

સ્વામિજી શું કહું હું તમને, લ્હોજી સંગાથે અમને;
થશે વ્હાલા વિકટ વિમન વેરાને......સ્વામિ૦
**સત્યવાન**—હાલો ચાલો સંગે સતિ, ખુશીથી કહું છું (હું)
પતિ (૨) વિકટ વેરાનની મોઝ લ્હો માણી—સ્વામિ૦

સત્યવાન— ૧૨

કરડયો કાળોત્રો જીવ મ્હારો જાય રામ...(૨)
શરીર ફળે છે દગન બળે છે, અંત સમય આવ્યો;
લાગી લ્હાય રામ .....કરડયો૦
પતિ મળો તો મળજો **સાવિત્રી** (૨)
પૂન્ય પવિત્ર સતિ પદરતિ (મમ) લ્હાય રામ...કરડયો૦
" ત્ર્યંબક " સ્વામિનું સ્મર્ણ કરતાં (૨)
પિંજર થકી પ્રાણ ન્યારો મ્હારો થાય રામ...કરડયો૦

સાવિત્રી— ૧૩

પ્રિયતમજી ચતુર સુજાણ, વેરાને રઝળાવી કયાં જાશો...
નથી પડયું મુજ સત્યમાં ભંગાણ...પ્રાણ વિણ પ્રિયતમજી
કયમ થાશો—પ્રિયતમજી૦
અરે, અરે, કરી મહા હાણ, જાએ પકડું તેનો વાંસો—પ્રિ૦

યમરાજ— ૧૪

શાને સતિ શ્રમ ધરે, પૂઠળ શીદ ફરે તું તો મ્હારી—
સતિ તુજ પતિપદ પ્રિતી ભારી (૨) શાને૦
(પણ) એમ કરે નહિ જીવ મળનારો, કાળ પાશે હવે
થયો વસનારો;
માટે બોધ માનીને મ્હારો, પાછી વળ શું કહું વા'રી—સતિ૦

**સાવિત્રી—**

તમ વચનને મમ મુસ્તકે ધારી, જઉશ જમીને પાછી સિધારી
પણ વિનંતી છે મ્હારી, પૂરો કૃપા ધારી, **શમન** તમે દમન
દુઃખના ભારી, વિનંતી એક છે મ્હારી—વિનંતી૦

સાખી—આપ તણી સુસંગતે, મ્હેં ડગ ભરીયાં સાત,
તેનું ફળ મુજને પ્રભુ, મળતું જોઈએ સાક્ષાતઃ
નહિતો વેદ પુરાણની વાણી, લહીશ હું મનથી વૃથા સહુ જાણી;
(તો) મ્હેર કરી દિલ દયા આણી, દયો વરદાન મુજને સુખદાની;
દયાળુ દેવ છો દુઃખહારી..........વિનંતી૦

**યમરાજ—**

શાસ્ત્રાધાર-યુત સુણી તુજ વાણી, પ્રસન્ન થયો અતિ
તુજપર સ્યાણી,
તો તુજ પતિના પ્રાણ વિના લહે, ઇચ્છિત વર માગી;
શકાશ ન વાણી તુજ ત્યાગી..............

**સાવિત્રી—**

મહારાજ ! જો પ્રસન્ન થયાં હો તો મ્હારા અંધ સસરાજી
દેખતા થાય અને ગયું રાજ્ય પુનઃ પ્રાપ્ત થાય.

**યમરાજ**—એવમસ્તુ.

સતિ એહ વર આપ્યો, તુજ મનનો મનોરથ સ્થાપ્યો,
હર્ષિત બની ઉતમ વર આપ્યો, માટે સંતોષને ધારો.
સતિ સુખકારી, હવે તું પાછી જા સિધારી...સતિ તુજ૦

સાવિત્રી—

વેદ પુરાણે વાણી ઉચ્ચારી, ગૃહસ્થ ધર્મ પ્રથમો સુખકારી,
એહ વાત વિચારી, પતિની પ્યારી, પતિપદતણી રતી ઈચ્છનારી;
જાએ પાછી કયમ દુઃખકારી........
ભૂત ભજે સર્વે દુઃખ જાએ, (તમે) સુદેવ મળે દુઃખ દૂર નવ થાએ,
ઉરે દિલે મારે લ્હાયે, ઈચ્છું બીજો વર સુખકારી...વિનંતી૦

યમરાજ— .

માગ્ય પ્રાણ વિન પ્રસન્ન થયોછું, તુજ વિનયે ભોળવાઈ ગયોછું,
(તો) સત્યવાનના પ્રાણ વિના, લ્હે ઈચ્છિત વર માગી.
સુંદરી શર્મને ત્યાગી.

સાવિત્રી—

મહારાજ! મ્હારા પિતાને સો પુત્ર થાય.

યમરાજ—એવમસ્તુ.

સતિ હવે સિધારો, આપ્યાં વરદાનો સુખકારી...સતિ તુજ૦

સાવિત્રી—

આશ પૂર્ણ પ્રભુ થઇ નહિ મારી, તો તેહ પૂર્ણ કરો દુઃખહારી,
દયાળુ દેવ છો દુઃખ હારી...વિનંતી૦

યમરાજ—

અણસંતોષિ અબળા તું ભારી, ત્રય ત્રય વર આપ્યા સુખકારી,
તોયે સંતોષ ન પામી તું નારી, માટે માગ્યજે વરને વિચારી;
થશે દુઃખ ભારી.
લોભધારી, દીસે તું અંત લોભી નારી. (બસ જા!)

સાવિત્રી—

(સાખી)—દેવદેવા અસમર્થરે, તો ધરવી કોની આશ,
દુઃખના દમન શમન થકી, ખરે હું થઈ નિરાશ;
આશ નિરાશ દેવ પાસથી થાએ, તો તો મનુષ્યની વડી શી નવાઈ,
વળી કયમ પતિપદ પ્રિતી ધારી, જાએ પાછી કયમ દુઃખકારી.

યમરાજ—

માગ્ય જીવન વિણુ ઈચ્છિત વરને, થા ન નિરાશ તું
આનંદ કરને,
સતિ સંકોચને ત્યાગી, સુવર લ્હે માગી, ભાંગી સહુ
ભીતિ હવે ત્હારી; સતિ તુજ પતિ પદ પ્રિતી ભારી.

સાવિત્રી—

મહારાજ ! મ્હને મ્હારા પતિ સત્યવાનના વિર્યથી સો પુત્ર થાય.

યમરાજ—એવમસ્તુ.

છબીલી ત્હેં છેતરીઓ, આંગળી દેતાં પહોંચો ગળીયો,
(પણ) તુજ પતિને જીવન દેવાની શક્તિ નથી મ્હારી, આવે
જો અજહરી, ત્રિપુરારી...ત્રણે મળી જો ફેરવે ભાવી, તો
ત્રયદેવનું ધ્યાન ધરો નૃપ કુમારી, આવે જો અજહરી ત્રિપુરારી.

સાવિત્રી—( આકાશ તરફ જોઇ બે હસ્ત જોડીને )

(સાખી)—બ્રહ્મા, વિષ્ણુ હર આવજો, હરવા દુઃખ મહારાજ;
નહિ આવો ત્રય દેવ તો, હરૂં ત્રિભુવન રાજ.

ત્રિદેવ—

દેતી નહિ સતિ શ્રાપ તું, આવ્યા અમો તુજ વ્હાર:
માગ્ય તું વરને સુખકારી, સતિ તુજ પતિ પદ પ્રિતી ભારી.

સાવિત્રી—

દેવ પધાર્યા તો દુઃખ કાપો, મુજ પતિને સજીવન કરી આપો;
સ્થાપો હસ્ત તેહ પરે મરે નહિ વંશ સત સુખકારી—વિનંતી.

ત્રિદેવ—

(સાખી)—જા સતિ તુજ પતિ તણું, જીવન સંવત્સર સોય
સત્યવાનના થકી તુંને, સો સુત નક્કિ હોય.
જઈએ અમ લોકે સિધારી—સતિ તુજ પતિ.

( દેવતાઓ જાય છે )

સર્વે— ૧૫

જય જય વિશ્વન વિહાર પ્યારા—જય.

સત્યવાન—

સહજ સૃષ્ટિકર સૃષ્ટિમાંહી, પતિ તારક સદ્‌ગુણી દારા.

સાવિત્રી—

સત્ય શિયળ અબળાને આપો, ઉભય કુળને તારનારા.

ધ્રુમત્સેન—

માત તાત પૂજક સહુ શિશુઓ, **ભારત ભોમ** દિપાવનારાં.

શાલ્યા—

દેવ દૈયા કરી બાળ બાળીને દે, સુમતિ શ્રુતિ પંથ ધારા:
ધર ધર્મિશ્વર યાચે **ત્ર્યંબક**, દિલ વિનિત ઉદ્‌ગાર મ્હારા—

સર્વ— ૧૬

વિજય વિજય સતિ ધર્મનો......છે—વિજય.
**સત્યવાન સાવિત્રી સમ** દંપત્તિ (૨)
યશ ગાયો જન ધર્મનો........છે—વિજય.
હરિ સંગાથે સતિનાં સાથે (૨) યશ બોલે સુકર્મનો...છે.
**વ્યાસ ત્ર્યંબક** કહે સતિ ગુણ ગાયો (૨)
ત્યાગ કરીને ધર્મનો......છે—વિજય.

